૪૦૪૬

છપાવનાર

શા. પુરૂષોત્તમ ગીગાભાઈની કુંપની.

ભાવનગર.

# ઉદેપુરના રાણા પ્રતાપસીંહજી નાટક.

અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ" માં છાપ્યું.

કીંમત ચાર આના.

**મલુ**—એ શું બોલે આ બાપજી રાણાનું કટમ તે અમારા પરમેહર.

**( રાગ અરજણીઆનો. )**

મલુ જાણો મનનો બાપા આ મલુ જાણો મનનો;
રે રાણાજી વસન તમારૂં નહીં વીસારૂં રે પરતાપજી;
સમખાઉં ખોડીઆરના રાણા સમ ખાઉં ખોડીઆરના;
અરે તેને પુજ હું પરમેહર જાણીરે. પરતાપજી.
ભીલ તણીતો ભામની રાણારે ભીલ તણીતો ભામની;
રે રાણાજી હેવા કરહે બહુ હારીરે. પરતાપજી.
ફળને ફુલો આણીને રાણારે ફળને ફુલો આણીરે;
રે રાણાજી ભોજન કરહું બહુ ભારીરે. પરતાપજી.

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ હળદીઘાટનું મેદાન.

**પાત્રો**—પ્રતાપસિંહ, રામસિંહ, ભામાશા આદી.

**પ્રતાપ**— **( રાગ ક્ષત્રી કલંકનો. )**

રે શીશોદીઆ સઉ શુર, સુણોને તમે વાત મારીરે;
ખરા ક્ષત્રી તણા તમે સુત, રહ્યા ધણી ધીર ધારીરે;
જુઓ વડીલોનાં વિચારીને કૃત્ય. સુણોને૦
આપી પ્રાણ રાખ્યું ચિતોડનું સત્ય. રહ્યા તમે.
પોચી કીરતી આકાશ પાતાળ. સુણોને૦

કીધા શત્રુ કેરા બુરા હવાલ; રણા તમે.
નથી પ્રતાપને પામવું આ રાજ. સુણોને૦
કાઢો મેવાડથી તુરકને બહાર; રણા તમે.
નાંખી હામ અને પડાવો પોકાર. સુણોને૦
ત્રાહ ત્રાહ કરે ચંડાળો આ વાર. રણા તમે.

સરદારો ધન્ય હૈ તુમેરી રાજ્ય ભક્તિકુ કયું કે પુરાતન બખતસેં તુમકુ સરદારી બદલ જાગીર મીલતીથી અબ તુંમ અપની રોટી ખાકે મેરી નોકરી બજાવતે હો ઉસસેં તુંમેરી ભક્તિ કેસી હૈ સો મેં જાનતા હું,

**રામસિંહ**—માહારાજ એ ચિતોડકી વિજયી લક્ષ્મી તુર્ક કે હાથ જાનેકા સબબ ઉદયસિંહજી હૈ આહા, બાપા રાવળ, કુંભા, હમીર ઔર સંગ રાણાકી મેં ક્યા તારીફ કરૂં ઔર અબ હમેરા સુખકા સુર્ય ઉદય કે બાસ્તે આપકુ ઉત્પન્ન કીએ હૈ આપકી યુક્તિ, પ્રપંચ ઔર બાહુ બળકી પ્રસંશા મેરેસેં હો નહીં શકતી હૈ.

**સર્વ સામંતો— (રાગ કલ્યાણ.)**

રે રાણાજી શું વદો પીતા આ,
ક્ષત્રી સરવેછે વજ્ર ધારીરે. રાણાજી
છાંયા તમારીમાં સમાણા છીએ.
ચિતોડની લાજ અમને પ્યારીરે. રાણાજી
દશ હજાર આ સામંત શુરા.
ઊભા છે કરીને તૈયારીરે. રાણાજી

આત્મા અમારો આપ આધારે.
દેહ ન જાણો તમે ન્યારીરે. રાણાજી
લૈએ સોગન સ્વામી અમારા,
મંજુર છે કરો તમે ધારીરે, રાણાજી

**પ્રતાપ**—ટેકી રજપુતો ધન હૈ તુમકુ ઔર તુમેરી રાજ્ય ભક્તિકુ તુમેરે મૃદુ વાક્યો. મેરા જખમી અતઃકરણકુ આરામ રૂપ હોતા હૈ સ્વદેશાભિમાન બાસ્તે તુમેરી તારી ફ મેરેસે હો નહીં શકતી હૈ દેખો જોધપુર, જેપુર, બું-દીકોટા આદી કે સબળ રાજન બાદશાહકે સંગે હોગયે ઔર રાજ્ય સુખ લેતે હૈ ઊસસેં તુમ ઉલટ હોકે કુળ લાજ ખાતર મરનેકુ તૈયાર હોગએ હો. ધન્ય હૈ ધન્ય હૈ શુરવીર રજપુતો ધન્ય હૈ તુમકુ.

**રામસિંહ**—રાણાજીકા જય, મેવાડકા જય માહા-રાજ અબ એસા હમ જોસબંધ ભાષન સબ સુનતેહી શુરમેં કંપાયમાન હોતે હૈ ઔર હમેરે અંતઃકરણ લડનેકુ અધીરે હૈ બાસ્તે દુસ્મન સીતાબીસેં બતાઓ અબ આગ દુસરા હમ સંતોષ કારક જવાબ નહીં દે શકતે હૈ.

**પ્રતાપસિંહ**—મંત્રીં વર મેં લડાઈમેં જાતા હું પીછે તુમ એસા બંદોબસ્ત કરોકી ફળદ્રુપ મેવાડ એક હિંસક પ્રાણી કે સ્થાન બન જાએ ઔર કુતા બીલાબી રહેને ન પાવે ઊશસેં બેપાર ખેતી બંધ હોગી જબ તુર્ક

એ દેશ છોડ કે જાયગા. બાસ્તે રૈયતકુ સખ્ત હુકમ દેના ચાઈએ.

**ભામાશા**—( નમનથી ) આજ્ઞા માહારાજ વે સાઈ કરનાં ઉચીત હૈ.

**પ્રતાપસિંહ**—યોધાઓ દેખો બાદશાહી લસ્કર આતે હૈ બોલો હર હર માહાદેવ.

( રજપુતો હર હર માહાદેવ તે સામે મુસલમાનો અલ્લા હો અકબર અને ત્યાં દારૂણ યુધ્ધ મચે છે.

**પ્રતાસિંહ**—( ઘાસની જેમ મુગલોને કાંપતા)આહા મેં ગર્વિષ્ટ માનસિંહકું ઢુંડ ઢુંડ થક ગએ પરંતુ ઉસ્કા પતા ન મીલા ઓ માનસિંહ આ. સામને એ પ્રતાપ તેરેકુ ભેટનેકે ખાતર આતુર હૈ (સલીમ સામું જોઈને ) સલીમ તું જનાનેકી ઓરત માફીક પીંજરેમેં પડકે યુધ્ધ દેખનેકુ આયા હૈ ક્યા? દેખ એ પ્રતાપકા હાથ ( ઘા કરતાં માવત પડે છે હાથી ભાગે છે. )

( રાજ છત્ર જોઈ મુસલમાનો રાણાજી પર ત્રુટી પડે છે.

**રામસિંહ**—( અટકાવીને ) રાનાજી સ્વર્ગકા ઈંદ્રાસન લેનેકી સીતાબી મત કરો. આપકા હક મુકરર હો ગયા હૈ અબી તુમારે હાથસેં મેવાડકા ઉદ્ધાર કરનાં હૈ ( સ્વગત )રાનાજીકા ઘોડાકા મુખ લડાઈમેંસે ફેરા દઉ પીછે વો લડાઈમેંસેં બહાર નીકળ જાયગે. ( ઘોડાનું મોંઢુ ફેર-

વતાં ઘોડો પ્રતાપસિંહજીને લઈ બહાર ચાલી નીકળે છે) બસ કરો બસ કરો મુસલમાનને લડાઈ બંધ કી હૈ કયું કી સલીમકુ ઉસ્કા હાથી કેસી ખબર કહાં લે ગએ હૈ આહા રાનાજીને કેસા સામર્થ કીયાકી સલીમ જો બીન બખતર હોતે તો અબી પુરા હો ગયા થા. પરંતુ અપને બડે બડે સરદારો ઈસમેં મર ગએ ઉસ્કી મેવાડકુ બડી ખામી આ ગઈ.

( લડાઈ બંધ થતાં સૌસૌને ઠેકાણે જાય છે. )



## પ્રવેશ ૪ થો.

### સ્થળ રસ્તો.

**પાત્રો**—સકતસિંહજી.

**સકતસિંહજી**—(સ્વગત.)મેરેપ્રિયબંધું પ્રતાપસિંહજી સહીસલામત જંગમેંસે નીકલકે એ રસ્તેપેં ગયે હૈ એસા ખબર મુજકુ મીલા હૈ ઔર મેને સુના હૈ કે ઊસ્કી પીછે મુગલ સ્વારો મારનેકી ખાતર ભેજે હૈ સો મૈ જાકે ઊસ્કી મદદ કરૂં મેરેકુ દેશમેંસે નીકાલે હૈ તો ભી કયા અપને પવીત્ર કુળકી કીર્તીકા રક્ષન કરનેવાલા ઓહી હૈ ઊસસેં સબ ઊજવળ હૈ બાસ્તે ચલ મેં જાઊં (જાયછે)



## પ્રવેશ ૫ મો

### સ્થળ કટજંગલ

**પાત્રો**—રાણો, મુગલસ્વાર પાછળથી સકતસિંહ

(એક ઝાડ નીચે પ્રતાપસિંહજી લડાઈથી થાકી સુઈ ગયો છે અને મોગલ સ્વાર તેને મારવા ઊઘાડી તરવારથી ઊભા છે)

**સકતસિંહજી**—(આઘો નજર કરીને) વો ઝાડ નીચે કોઈ આદમી જેસા લગતા હૈ વો બેશક પ્રતાપસિંહ હોગા અહા મુગલસ્વાર ઊસ્કી પાસ પોંચ ગએ હૈ ચલ મેં જલદી જાકે રક્ષણ કરૂં (એકદમ દોડી જઈ મુગલ સ્વારોને ધમકાવી છેટે કરે છે)

### રાગ. સોરઠ ગજલ.

**સકતસિંહજી**—અરે ભ્રષ્ટ મોગલ માં કરો શીરઘાવ મારા ભ્રાતને.
સુતો છે રાણો શાંન્તીમાં હણી ગાત્ર દુશ્મનનાં ખરે. ટેક

**મોગલ.**—અરે તમે થઈ શાહના. કેમ આમ બોલો કારમાં;
શિકાર સારો કષ્ટ વેઠી મેળવ્યો છે મેવાડમાં. અરેભ્રષ્ટ.

**સકતસિહુ**—છઊં હજી હું શાહનો મુજ ભ્રાત મરતો જોઊં હું;
હોએ કદાપી હામજો તમ બે અને હું એક છું. અરભ્રષ્ટ.

(ધા કરતાં) અરે ચંડાળ નહીં જાનતે હો કે રાનાજી કી ચોકી કે બાસ્તે ઊસ્કા છોટાભાઈ ખડા હૈ (મુગલોપર ધા કરતાં બંને મુગલો પડી જાયછે)

**પ્રતાપસિંહ**—(ગડબડથી જાગીને.)એ ક્યા હૈ (જોઈને)

કોન સકતસિંહ હૈ બંધવ કીધર હૈ તેરા બદલા પકડ હથી આર ઓર તેરા બચન સત્યકર (તરવાર કાઢી ઊભો રહેછે)

**સકતસિંહ (રાગ લાવણી ભરથરી ભ્રાતા વીચારીને.)**

વડીલ ભ્રાતા વિચારીને, તમે ધરો હુંપર રોપ.
જુઓ બદલો. (૨) મેં કર્યો મુગલપેં કોપ. વડીલ.
હું લઘુ ભ્રાત.(૨) તમે માફ કરો મુજને.
વચન ઊલંઘન કર્યું હોએ કરી રીસ ચડી મુજને. વડીલ.
નવ બળે ગ્રહ (૨)કહું ઊષ્ણ વારીથી ભ્રાત.
ભુલ ચુક મુજ ક્ષમા કરીને ધરો શીરપર હાથ. વડીલ.
ધન્ય સુર્ય કુળ (૨) ના દીપ મણી છો આપ.
અમે અભાગી કુળ ધર્મ શું સાચવીએ સહી તાપ. વડીલ.

**પ્રતાપસિંહ** (રાગ. સદર.)

મૃદુ શબ્દ ભ્રાત. (૨) સુણી આનંદ મુજને થાએ.
પ્રાણ બચાવ્યો માહારો મા જણ્યો જન જગમાંહે.
નહીં મદદગાર (૨) આ અગાધ જંગલમાં.
કોણ સાયરે કરત માહારી પ્રાણ તજત પલમાં.

**સકતસિંહ**—(નમનથી માહારાજ અબ પધારીએ જાદા ઠેરનેસેં બેશક નુકશાન હોગા.)

**પ્રતાપસિંહ**—સત્ય હૈ મેં જાતાહું.

(બંને જુદા જુદા જાયછે.)



## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ આગળનું જંગલ.

**પાત્રો**—ફરીદખાં, મુગલસ્વાર, પ્રતાપસિંહજી.

**ફરીદખાં**—બહુત રખડપટી તોબાહ અલ્લા. એસે સીહા જંગલમેં રાતેકા ગુજારા કયું હોતા હોગા રખડ રખડકે થક ગએ લેકીન ઉસકા પતા નહીં મીલા.

**મુ૦ સ્વાર**—સાહીબ ઘોડા ફીંકતે જરા પીછેબી દેખીઓ શિકાર કરતે. અપના શિકાર ન હોજાવે પીછે ભગનેકા વખત બી નહીં મીલેગા.

**ફરીદખાં**—અએ નાદાન કયા ફીકર હૈ ચોતર્ફ અપને સ્વાર ફીરતે હૈ કયા બોલતાહે ? હમ જવામર્દ નહીં હૈ કયા ? હમકુ સરદારી બાહાદુરી કીએ બીના મીલી હોગી.

**મુ૦ સ્વાર**—(પાછળ જોઈને) મહીરબાન પીછે નીગ્રાહ કરીએ. એ કોન આતાહે.

**ફરીદખાં**—(જોઈને) તું અંદેશા રખતા થા વો બલા આ પહુંચી.

**મુ૦ સ્વાર**—દેખતેહી જવામર્દી ઉડ ગઈ.

(પ્રતાપસિંહ પ્રવેશ કરેછે.)

**પ્રતાપ**—(જોઈને) ઓ વાઘમાર મીયાં ખડે રહો ખાલી પ્રતાપ પીછે કાયકુ હેરાન હોતેહો. દેખો એ પ્રતાપ **તુમેરી સામને ખડા હૈ પકડ લો.**

**ફરીદખાં**—(થરથરતાં) રા—ના—ના—ના—જી ક—ક—કબ-જ હુ—હુ—લે પ—પ—ર ધા—ધા—વ મ—મ—ત—ક—કરીએ. પપર ધાધાવ મમત કકરીએ.

**પ્રતાપસિંહ**—કબજ કાયકુ હો પ્રતાપ પીછે રાત દીન પડેહો ઓર કચેરીમેં બાહાદુરી બતાકે દાઢી મુંચ્છ પર હાથ ડારતેહો.

**ફરીદખાં**—આપ ઈસ બખત મેરી મજાક છોડકે મહીર કરો. ગુજરેલ બાતકી દરગુજર કરો. અબ મેં એ-સી બેવકુફીસેં પરહેંજ રહુંગા અબી કોન કમબખ્ત તુમે-રી પીછે આનેકા બીચાર બી કરે.

**પ્રતાપ**—હદ આ રહી. શરણાગતકુ કયા મારનાં ઓરત માશીક સામને હાથ ધરતા હૈ પીછે કયા ?

**ફરીદ**—( નમીને ) નેકનામ રાનાજી મહીર કા મીરા મન તેરી અકલકી મેં કયા તારીફ કરૂં દીલ ચાહે એસા કર અબી ભુલું તો તુમ્હમેં ફેર માંનીઓ!

**પ્રતાપસિંહ**—ચલે જાઓ અબ મું નહીં બતાના.

( જાયછે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ રસ્તો.

### પાત્રો—નાગરીક લોકો

**ઘેલાશા**—( રોતાં ) મારા બાપલીઆ ગજબ થઇ ગયો આહાહાહા ઘરબાર મુકવાં પડયાં.

**તારાચંદ**—ઘેલા કાકા જુઆર છે. કેમ રૂઓછો તમારે શું દુખ છે. તમારે ઘરબાર દૂજાણા દીકરા દીકરી પૈસો.

*  *  *  *  *  *  *

**ઘેલોશા**—( તાંણીને ) કોળી મુકી ઘરબારમાં, પુળો મુક પૈસામાં અરે રાણાજીએ દેશમાંથી નીકળી પહાડમાં વસવા હુકમ કર્યો છે ત્યાં આ સરવે સ્મૃધી મુંકી જવું પડેછે હાય હાય ત્યાં કેમ દીવસ જશે અને આંહીની મીલકતનું શું થશે તારીઆ હું તો મરી જાઉં હોં (પડી જાયછે)

**તારાચંદ**—મારા કાકાએએએ વાત કરતાં મરી ગયારેરેરે ( થોડી વાર રહીને ) લ્યો ઘેલા કાકા હવે ઊઠો બહુ વાર થઇ.

**ઘેલોશા**—કેવો મરી ગયો તો તારીઆ.

**તારાચંદ**—તે તો ઠીક પણ હવે જંગલમાં શું વેપાર કરશું રાણોજી બાદશાહને શરણ થઇ જાય તો ઠીક.

**ઘેલોશા**—રાણાજીનું થઇ ગયું તાળી જેવું એ તો આપણે વાણીઆ સમજીએ જોને ખાલી છોકરાં છૈયાંને લઈ ડુંગરમાં હેરાન થાયછે. બીજા રાજા કેવા બાદશાહને શરણ થઈ મજા કરે છે ના. લે હવે જાઊં છું ઉચાળાનાં ગાડાં જાય છે.

**તારાચંદ**—હું પણ જાઉં છું મારે પણ સરસામાન લઇ જવાની તજવીજ કરવી છે.

( બંને જણ જુદા જુદા ચાલ્યા જાયછે. )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ કટજંગલ.

**પાત્રો**—રાણી, અશ્રુમતી, મલીના, પાછળથી મુગલ સ્વાર અને ફરીદખાં પછી પ્રતાપ.

**અશ્રુમતી**—( ગુફામાંથી બહાર આવીને ) કેસા બફારા અંદર સોતા જાવે ઈધર થંડી હવામાં બેશક મેરેકુ આરામ હોગા થોડી દેર ઈધર સો જાઊં. ( સુએ છે. )

( ફરીદખાં તથા મુગલ સ્વારો પ્રવેશ કરે છે.)

**ફરીદખાં**—મેરા નામ ફરીદખાં મેરા નામ ફરીદખાં મેં રાનાજીકુ તમાસા બતાઊં સબ ચલો મેરી પીછે.

**મુ૦ સ્વાર**—હમેરા તો ઊંસ્કા નામ સુનતેહી દમ નીકલ જાતા હૈ

**ફરીદખાં**—શુકર અલ્લા કે કોઈ દીન ઉસ્કા બેટા ન હોવે.

**મુ૦ સ્વાર**—( સાંભળીને સાહીબ ઈધર કુચ્છ સુંચા હોતી હૈ.

**ફરીદખાં**—સુભાન અલ્લા ઠીકાને પર આએ તો સહી આસ્તે કદમ.

**મુ૦ સ્વાર**—સાહીબ હમ ઇધર ખડે રહેતે હૈ તુંમ જાકે દેખો.

**ફરીદખાં**—( અશ્રુમતી સુતી છે ત્યાં જોઇને ) દુસરી સ્રી ઉસ્કે ડેરેમેં કોનહૈ આઓ ઈધર.

**મુ૦ સ્વાર**—( જઈને ) અબ કયા કરનાં હૈ.

**ફરીદખાં**—એસી ચારપઇ ઊઠાકે ચલનાં.

( ખાટલો ઊપાડી સરવે ચાલ્યા જાયછે. )

**મલીના**—( સ્વગત ) મેરે બીછાનેમેંશે અશ્રુમતી કહાં નીકલ ગઇ હોગી ઇધર બહાર બી હૈ નહી અબ મેં માત તાતકું જવાબ કયા દઊંગી. ચલ મેં ઉસ્કી તપાસ કરનેકુ નીકલ જાઉં અબ ઈધર રહેનેમેં બેશક અપનેકુ કષ્ટ હોગા. ( જાય છે. )

**રાણી**—( જાગીને ) આહા કૈસા આશ્ચર્ય બીછાનમેં મલીના ઓર અશ્રુમતી દોનુ નહી હૈ વો દોનુકુ ગુફાકી બહાર બેઠનેકી બહુત આદત હૈ આધી રાત હો ગઈ તહાં તક બહાર બેઠનાં ખબર નહીં હૈકી દુષ્મનો ચો તર્ફ ફીરતે હૈ ચલ મેં બહાર જાકે અંદર લે આઉં ( બહાર આવી જુએ છે અને દેખતી નથી એટલે ) હાય હાય ઈધરભી હૈ નહીં કયા દુષ્મનો લે ગએ ઓર બાધ લે ગયા હોગા ? હે દીન દયાળ, ભક્ત વત્સલ મેં દુખનીકા દુખમેં તેને અધીક દુખ કર દીયા. અબ દુખકી સીમા ન લહી અરે મેરી અશ્રૃમતીકા મુખ દેખકે મેં મેરા સબ દુખ ભુલ ગઈથી અરે મેરા રત્નકું કને ખુચ લીયા.

( પ્રતાપસિંહ પ્રવેશ કરે છે. )

**પ્રતાપસિંહ**—( રાણીને બહાર ફરતાં જોઈને ) **પ્યારી એ બખત ફીરનેકા હૈ કયા. અરે કાયકુ રૂદન કર-**

તે હો દેખા મેં ખાનેકે ખાસ્તે ફુલ ફલ લાયાહું કયા ભુખ લગી હૈ.

**રાણી**—સ્વામીનાથ ભુખ પ્રારબ્ધમે લીખી હૈ પરંતુ મેરી અશ્રૃ ઓર મલીનાં દોનુ નહીં હૈ કેસી ખબર કહાં ગુમ હો ગએ હૈ તુમેરી પાસ હોવે તો સત્વર બોલદો મેરસેં અબ ધીરજ નહીં રહેતી હૈ.

**પ્રતાપ**—( થડકીને ) કૈસી બાત ઇધરસે અશ્રૃ ઓર મલીનાકુ કોન લે ગએ બડી તાજુબીકી બાત હૈ. મેં ઓર બીલો સારી રાત ગુફાકી બહાર ફીરતે થે લેકીન દુષ્મનકે પાઉં બી સુનનેમેં નહીં આયાહૈ નિશ્ચે બાઘ ઉઠા ગયા હોગા. હો પ્રભુ મેરેપર દુખકા બરસાદ અબ હદ હો રહી.

**રાણી**—( પેતાના સ્વામીનાથને પણ અશ્રૃમતીની ખબર નથી એમ સાંભળીને )

**( રાગ સઇઅર દુખ શું દાખવું. )**

વંન વંન ભટકયાં શ્રી હરી છતાં આવ્યું ન સુખ,
ભીખારી થઈને ભટકીઆં લખ્યું કર્મમાં દુખ. વંન વંન૦
અન વસ્ત્રોની આપદ સહી સરવે મેં આપ,
પ્રાણ આધાર પુત્રી ગઈ પુર્વે કીધેલ પાપ. વંન વંન૦
હરણ કરી ગયા શત્રુ કે લીધી વીકાળ વાઘ,
કારી જખમ આ ના રૂઝે દૈવે દીધો આ દાધ. વંન વંન૦
શોધી ફરી વળી ચોદીશે લાગી નહીં કાંઈ ભાળ,
અરણ્યમાં થઈ હું એકલી કેમ ઓલવું જ્વાળ. વંન વંન૦

**પ્રતાપ.**—(પોતાની સ્ત્રીનું રૂદન સાંભળી.) **(રાગ. પ્રભાત)**

સોચ કરો દુર પ્યારી.(૨) સુણો ધીર ધારીજે.
શીમા ન આવી દુખની (૨) કશીજ ખામી ના રહી. શોચકરો.
સુત ભ્રાત પડ્યા જગે અશ્રુ બીંદુ ના પડ્યું. (૨)
નેણથી ન બંધ થાય નીર નેનમાં અડ્યું સોચકરો.
ઘાવ પડે શત્રુ કેરા કંપ્યું ન મારૂં કાળજું. (૨)
ત્રાય ત્રાસ દીલમાં હું જોઈ ના શકું વધુ સોચકરો.
ચિતોડ જાણું ચિતારૂપ મુકો આગ માંનની. (૨)
મેવાડના મળે શું થાય વિદેશ જાશું ભામની. સોચકરો.
ધિક વિચાર મંન મુજ શત્રુ મળવા કરે. (૨)
પ્રદેશ વેઠું પ્રીતથી ન થાઊ શરણ આખરે. સોચકરો.
ટેક તો ન તોડી ભુમી જાઊં ત્યાગીને. (૨)
સુખી થાશું સિંધમાં વસી વડીલ વાસને. સોચકરો.

**રાણી**—(પ્રતાપને દીલગીર જોઇને) સ્વામીનાથ સત્ય હૈ આપતો. પરદેશમેં જાના ચાઈએ વાં બેશક સુખકી પ્રાપ્તી હોગી આપને દુખ સહન કરને સેં ખામી ન રખી પરંતુ એ વખત અનુકુળ હૈ નહીં

**(રાગ મેવાડો.)**

નિરખું હું દુષ્ટ આ નેણથી નહીં સુખ સ્વામીને. ટેક.
રાજ દેહી પ્રગટ થઈ ના ભોગવ્યા વિલાસ.
મશરૂ તળાઈ પોઢણે તેને સાથરો છે ઘાસરે. નહીં સુખ.

ચાંદી પાત્રો ભોજને છે છોડી દીધાં સાર.
ઝાડ પાત્ર આરોગવું જોઈ -હૃદય કંપે આ વારરે. નહીં સુખ.
મહોલ માંહી બીરાજતા વસો ગુફાની માંય.
જોયું ના જાય મુજથી પણ હાથ નહીં ઊપાયરે. નહીં સુખ.
વંન વંન ભટકે ભોગીઓ ન સુખ સ્વપ્ન માંહી.
હોળી બળે છે -હૃદય મારે ન શાંન્તી દીલ માંહીરે. નહીં સુખ.

**પ્રતાપ.**(સાંભળીને) **(રાગ. લાવણી.) ખુશ રહો શાનમજા.**

ચિતોડ જતાં શું સુખ. પ્યારી હું પામું.
ભોગવશું સરવે સુખ પ્રભુ જુએ સામું.
બાપાએ બળથી લીધેલ સ્થાનક જેહ.
મુજ પૂર્વજ પુરૂષો તણું તેજ છે તેહ.
તે જતાં કહો શું સુખ દુખના ઢગલા.
મુજ મંન રહે છે ઊદાસ પાપી મુજ પગલાં.
ઊલટું ઊદેપુર ગયું ચિતોડ ચિંન્તામાં.
મુજ બળ ના ચાલે કશું આગ -હૃદયમાં.
પ્રભુ પ્રસંન પાપી ઊપર જીત મેળાવે.
મુજ મહેનત જોએ વ્યર્થ હાર તો થાએ.
પ્રભુ કૃપા વીના ના કામ સીધ તો થાએ.
મથી મરે કરીને યત્ન સમુળું જાએ.

## अंक १ लो समाप्त.

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ આગલું જંગલ. છાવણી.

પાત્રો—ફરીદખાં અશ્રુમતી માનસિંહ અને પાછળથી સલીમ)

**ફરીદખાં**—દેખો માહારાજ એ રાનેકી બેટી ઓર નહીં.

**માનસિંહ**—બેશક રાનાજીકી બેટી હૈ અબ તો બડી હુઈ હૈ મીત્ર અબ સુખી હો.

**ફરીદખાં**—માહારાજ આપકા એશાંન કબુલ કરતા હું.

**માનસિંહ**—દેખ લગ્ન કરને પડેગા ઓર એ ઊઠે તબ જરા ઠાઠમાઠ કરનાં.

**ફરીદખાં**—બહુત ઠાઠસેં શાદી કરૂંગા હજુર ખુદા સલીમકુ સલામત રખે.

**માનસિંહ**—અબ મેં જાતા હું(જાયછે)

અને રસ્તાપર જતાં જતાં [સ્વગત]

ગર્વીષ્ટ રાના દેખતા હું કી અબ તેરી બેટી મુસલમાનકુ જાતી હૈ કે નહીં

**ફરીદખાં**—(સ્વગત)જહાં તક એ નાજની નીદમેં હૈ તહાં તક દાઢી મુચ્છ અચ્છી કર લઊં ઓર કપડેબી અચ્છે પહેન લઊં (કાચમાં જોઈને) ક્યા ખુદાને નુર બનાયા હૈ હુરાં પરીબી આશક હો જાય તો. ઈસકી કયા તાકાદ હૈ.

**અશ્રુમતી**—(નીંદ્રામાંથી જાગતાં) **(રાગ ગજલ.)**

હાય હાય મુજને યાં કોણ લૈ આવ્યું અરે પ્રભુ.
પરાઈ તેજ ગામમાં મને કોણે મુકી પ્રભુ. ટેક.
ઊપાડી લાવ્યું કોણ યાં મુજને અરે કહું;
બહાર સુતીતી શાંન્તિમાં લાવ્યુ કોણ અરે પ્રભુ. હાય હાય.
સ્વપ્નું નહીં આ સત્ય છે દ્રષ્ટિએ દેખાય છે.
હવે શું કરે આ દુત જમનો ડરી મરૂં પ્રભુ. હાય હાય.

**ફરીદખાં**—(સ્વગત)મેરેસેં ડરતી હૈ કયા ઊસ્કો બેશક દીલાસા દેના ચાઈએ રાજ રીતમેં કેસે બુલાતે હોયગેં (પ્રકાશ) ઓ મેરે સુનાં જવાહીર મેરેસેં મત ડર મેં ફરીદખાં સલીમકા સરદાર હું.

### (રાગ લટકે મટકે જાવું લડવા.)

બીમાં રે તું બાળા મારી, ફરીદખાંની થા નારી.
નહી જડે દુનીઆમાં આવી સુંદર, મુરત જો સારી. બીમાંરે
તું હૈયાનો હારજ મારો, જવાહીર તું મન મારે.
લાવી આપું જે જોઈએ તે, માગી લેને મુખ તારે. બીમાંરે.
સલીમનો હું સાચો સ્નેહી, મહેર બહુ મુજ ઊપરછે.
લ્હાડ લડાવીશ બહુ હું પ્યારી, ખાલી થામાં દુખીયારી. બીમાંરે.
જો મુજ મુંછ અને આ દાઢી, માંથું કેવું મોટું છે.
ચહેરો જો તું નિર્ખી નિર્ખી નમુન, ખુદાએ બનાવીછે. બીમાંરે.

**અશ્રુમતી**—(ફરીદખાં પાસે આવતાં બીવાથી.)

(રાગ. ગજલ.)

મુજ વિના દુખીયારી કોઈ નહીં મુજને મદદગાર કોઈ નહીં. મુજવીના.
જુલ્મ ગુજારે લાવીને આહી લાચાર કોઈ નહીં;
અહીં મુજથી લાચાર કોઈ નહીં. મુજવીના.
થઈ જીંદગાની હવે આ નકામી લાચાર કોઈ નહીં;
અહીં મુજથી લાચાર કોઈ નહીં. મુજવીના.

**ફરીદખાં**—(ગુસામાં) અએ બેવકુફ ઓરત મેરેકુ ફજેત મત કર મેં તેરેકુ મારતા હું કયા?

**સલીમ**—[સ્વગત]આહા!! ઈસ બખત એ છાવનીમેસેં કોઈ ઔરતકા દુખદ પોકાર મેરે કાનપેં આતા હૈ કયા હોગા સો બહાર જાકે તપાસ કર આઊં[બહાર આવીને] તાજુબી કી બાત હૈ બેશક ફરીદ કે ડેરેમેંસે અવાજ આતા હૈ ચલ વાં જા કે. હકીકતસેં વાકેફગાર હોઊં.

**[સલીમ ફરીદના તંબુમાં પ્રવેશ કરેછે]**

**ફરીદખાં**—[સલીમને જોઇને સ્વગત,]એ બલા કાંસે આઈ [સંતાઈ જાય છે]

**સલીમ**—[અશ્રુમતીને જોઈને) અએ કમબખ્ત કયા જુલમ ગુજારતા હૈ [તરવાર કાઢે છે]

**ફરીદખાં**—[થરથરતા હજુર મેં કુચ્છ જાનતા નહીં હું માનસિંહજીકુ ખબર હૈ.

**સલીમ**—તું જા કે રાજાજીકુ બુલા લા ઓર કેફીયત રોશન કરો મેં બેઠા હું.

**ફરીદખાં**—જાતા હું હજુર [જતાં જતાં સ્વગત] કેસી ખબર પીછે કયા હોગા.

**અશ્રુમતી**—[સલીમને જોઇને સ્વગત]

**[રાગ.બંકાવળી હું પરી ઈરમકી નજુમ મેં હે કમાલ મુજકો)**

શાંન્ત આ સુંદર મુરત ન્યાળી પામું વિશ્રાંતી આનંદ મુજને.
કોણ હશે આ દેવ મનુષ્યકે લય પામ્યો ભયજોતાંજ તુજને. શાન્ત
કાંન્તિ તારી કુંદનસરખી નયનથી ત્રપ્ત ન થાઊં હું નિરખી.
પાસે હશે જો પવીત્ર જન આ દુર થશે બીક વિક્રાળ જનની. શાંન્ત

**સલીમ**—[અશ્રુમતીને જોઇને સ્વગત.]

**[રાગ. બનજારા.]**

પેખું પદમણી આ કયાંથી કોણે હરણ કર્યું સ્થાનેથી. ટેક.
જોતાં વૃતી મારી બદલાઈ શું ઊર વશી દેખું આંહી.
આવી હશે આકાશનીમાંથી. કોણે હરણ.
નહીં ભુમી તણી આ કન્યા હરી કોણે કીધો આ અંન્યા;
પડયું અમુલ્ય રત્ન આ કયાંથી. કોણે હરણ.

**ફરીદખાં**—(આવીને નમનથી) હજુર માનસિંહજી પીછે આતે હૈ (સ્વગત) દેખો તો સહી મેં ગયા ઈતની દેરમેં કેસે આપસમેં ઘુસપુસ હો ગએ હૈ.

**સલીમ**—અએ કમબખત મેરેકુંબી તું ઠગતા હૈ સચ કહે દે દેખ તેરેકુ જાનસે મારૂગા.

**[ રાગ-કહુંછું નસીબે દુખીઓ કીધો છે. ]**

અરે આ બાળા કોણ તણી છે,
મધુરી મુરત કયાંથી લાવ્યો હરીને. અરે૦
કુમળી વયની કન્યા આ સારી,
કયાંથી પકાવી તેં દુષ્ટ આ નારી. અરે૦
અરે પાપી પાખંડી તું પુરો,
કોનો હર્યો તેં સત્ય આ હીરો. અરે૦
ટળવળતાં હશે મા બાપ તેનાં,
હશે હેરાન -હૃદય ત્યાં તેનાં. અરે૦
સત્ય કથા નહીં વદીશ વદને,
શીક્ષા સહીશ તું સારીજ સદને. અરે૦

**ફરીદખાં**—( નમનથી ) ખુદાવીંદ મેં રોશનકર દેતાહું કીએ રાનેકી બેટીકા હરન કર આયાહું સો માફ કરીએ. હજુર.

**[ માનસિંહજી પ્રવેશ કરે છે. ]**

**સલીમ**—રાજાજી મેં બડા તાજુબ હોતા હું ફરીદખાં કે એ અવરતકા હરન કર આએ હૈ ઉસમેં આપકી સામીલગીરી લગતી હૈ.

**માનસિંહ**—(નમનથી ) શાહજાદા બે અદબી માફ કરનાં અબતક આપ રાજ્ય પ્રપંચસેં પરહેજ રહેતે હો ખુદાવીંદ બાદશાહકા મેરેકુ એસા ખાનગી હુકમ થા.

**સલીમ**—લાચાર હું કે એસા હુકમ આપકુ બાદશાહને દીયાહૈ કુચ્છ ફીકર નહી અબી મેં એ કન્યાકુ

ખાસ મેરી તેનાતમેં રખકે રક્ષન કરૂંગા કયુંકી નેકી મરદકા ધર્મહે કી અવરનકી હુરમત સમાલનાં.

**અશ્રુમતી**—(સલીમના દીલાસાથી ધાસ્તીથી મુક્ત થઈ રાજી થતાં)

ભીતીથી ગઈ હારી થઈ મારી ગતી આ. ટેક
સુંદર મુરત સારી લાગે મને પ્યારી મારી નેનની કટારી,
નહીં ન્યારારે ગઈ હારી થઈ મારી ગતી આ,
બીક થઈ ન્યારી દીલે થઈ સુખીઆરી જોઈ મુખ ધારધારી,
માનું પ્યારારે ગઈ હારી થઈ મારી ગતી આ.

(સલીમ તથા–અશ્રુમતી બંને જાય છે.)

**ફરીદખાં**—(સલીમ અશ્રુમતીને લઈ ગયો તેથી) રાજાજી અબ દેખો કેસા તમાસા હુવાહૈ અબ મેં કયા આપકા બચનકા વિશ્વાસ કરૂં [ભાગે છે અને માનસીંહજી પછવાડે પકડવા દોડે છે.



## પ્રવેશ ૨ જો.

### સ્થળ રસ્તો.

**પાત્રો**—ફરીદખાં—માનસીંહજી.

માનસિંહજી (પકડીને) અએ દોસ્ત ભગ કે કહા જાતા હૈ મેરી બાત તો સુંન.

**ફરીદખાં**—[બાત કયા સુંનું.]

(રાગ લટકેમટકે જાવું લડવા)

આવે ગધો ભાર ભરીને, સાકરતો તેથી ન ખવાય;
ભાગ્યશાળી જંન વગર મેનતે ધીમાં ભેળી ભેળી ખાય. આવે.
જાણનારી જંન એક તરફ રહે પાદનારી તો સુંઠજ ખાય.
લાવ્યો બહુ હું જતન કરીને મરૂં માનસીંહને શું થાય. આવે-
ખોદે ઊંદર ખાંત ધરીને ભોરીંગથી તેતો ભોગવાય,
વચન આપી પરને સોંપી ખબર પડે મુજ મસ્તક જાય. આવે.
ફરીદખાંને ફરેબ આપ્યો માણે નહીં કોઈ ધરીને ખાંત,
કૈંક મરાશે ઝઘડા થાશે જાય સલીમનું સત્યાનાશ. આવે.

માનસિંહ—ફરીદખાં ગુસા મત કરનાં ધીરજ ધર સબ અચ્છા હોગા.

( રાગ કલ્યાણ. )

સબર સબર સબર ફરીદ કર સબર,
અંતે માન તારીએ ફરીદ કર સબર. ટેક.
પોષણ કરશે સલીમ સારૂ તુંથી તે ન થાત,
વચન મારૂં પાળું પ્રીતે પામીશ પત્ની ભ્રાત. સબર૦
દુઃખ ન ધરવું કાંઈ -હૃદયમાં સલીમને દઉં છેહ,
ફરીદખાંએ કર્યું પ્રયત્ન સફળ કરાવું તેહ. સબર૦

**ફરીદખાં**—કુચ્છ ફીકર નહીં મેં બડા મકરબાજ હું મેરા શિકારમેં દુસરેકુ કભી ન જાને દઉંગા.



## પ્રવેશ ૩ જો.

### સ્થળ રાજ મહેલ છાવણીમાં.

**પાત્રો**—અશ્રુમતી મલીના પાછળથી સલીમ.

**અશ્રુમતી**—બહીન મલીના જબ તેરે આનેકી મુજે ખબર મીલી ઉસી બખત મેને સલીમકુ કહે દીયા કી મેરી સખી ઈધર આહી હૈ સો તપાસ કરકે મેરી પાસ ભેજ દેનાં મેં તેરે શીવાય બહુત હેરાનથી કયું કી અંતરકી બાત મેં કીસીકુ સુનાઉં.

**મલીના**—પ્રીય બહીન અપન દોનું સંગ સોતેથે ઉસમેંસેં કીધર નીકલ ગઈ સો મેરેકુ ખબર ન રહી પીછે મેને બહાર બહુતસી તપાસ કી પરંતુ પતા નહીં પાયા. ફેર મેને બીચાર કીયાકી મેં માત તાતકુ કયા જવાબ દઉંગી ફેર મેને રાહ પકડી ઓર ચલતે ચલતે ઇધર આ પહુંચી ઓર સલીમને ઇધર ભેજ દી.

**અશ્રુમતી**—બહીન અપન દોનુ માતાજીકુ અકીલે જંગલમેં છોડકે આયે હૈ સો ઉસ્કો બહુતસા પરીતાપ હોતા હોગા.

**મલીના**—પ્રીય સખી જબસેં મેં તેરી પાસ આઈ હું તબસેં તેને માત તાતકુ કોઈ દીન યાદ નહીં કીએ હૈ બેશક તું નિર્દોષ હોગઈ હે ઉસી ખાતર તેરે નેનમેં કોઈ દીન અશ્રુબીંદુ બી મેરે દેખ્યનમેં નહીં આએહે અપની બાત ચીત બીચમેં સલીમકા નાવ જબ આતાહૈ તબ તે-

રે ચેહેરેકા રંગભી ઓર હો જાતાહૈ સો કયા હૈ વો બાતકા મેરેકુ અંદેશા રહતા હૈ.

**અશ્રુમતી**—બહીન સલીમકી કયા તારીફ કરૂં ઉસ્કા મનોહર સ્વરૂપ ઔર મેરે પરકી અગાધ પ્રીતી દેખતેહી માત પીતાકુ બીલકુલ ભુલ ગઈહું પ્રીય સખી. મેને એસા બીચાર રખા હૈકી એ દેહ સલીમકુ સ્વાધીન કર દઉં ઓર ઉસ્કી દાસી હોકે ઉસ્કી પાસ રહું કયુંકી હરઘડી સલીમકુ દેખકે મેરા અંતઃકરણને એસા દ્રઢ બીચાર કર રખા હૈ.

**મલીના**—( સ્વગત ) કેસી બાત બીગડીહૈ પરંતુ અબ તક શાદી બીન રહી હૈ સો ઠીક હૈ ( પ્રકાશ ) બહીન તું મુસલમાનકે સંગ લગ્ન કરનેકી ઈચ્છા રખતી હૈ.

**( રાગ ચંદ્રમુખી એકલી. ભેરવી ગજલ. )**

સલીમ સલીમ શું કરે સલીમ શત્રુ છે ખરે.
તુ વેરી દૂશ વીસરી વિચાર પાપણી જરી. ટેક.
પિતા પ્રતાપને કષ્ટ દે બંધી બની વિચારી લે,
શું શત્રુ સાથે પ્રીતરે ધિક્કાર છે તુજ રીતને. સલીમ૦
કલંક આપ્યું કામની રહ્યું સુર્ય કુલનુ આથમી,
પ્રતાપ આથડયો વૃથા ગૃહ્યાં દુખો શીરે વૃથા. સલીમ૦
જો માત તાત ક્યાં વસે વિચાર કારણ શું હશે,
તેં શત્રુ માળા કર ધરી વિચાર પાપણી જરી. સલીમ૦
પિતાતણું નમાવીઉં અડગ શીર જે હતું
ચિતોડ ગૌરવ રે ગયું ક્ષત્રીનું નામ નાશ થયું સલીમ૦

**અશ્રુમતી**—(ધિકારથી મલીના સામું જોઈને)

**(રાગ ઠુમરી પિયા પાપી ન જાગેરે હોજગાઈ હારીરે)**

સુણ તું વાત મારીરે મુજ રીત તેં ધિક્કારીરે. ટેક.
મોહની લગાડી તેણે મન હર્યું મારૂંરે;
માત તાતને દીધાં વિસારીરે. સુણ તું•
જળ મીન જેવી પ્રીત જડાઈ છે મારીરે;
શત્રુ ના સમજ તું વિચારીરે. સુણ તું•
કદી પ્રાણ જાય મારો સલીમ ના છોડુંરે;
શીખ નહીં માનું હવે હું તારીરે. સુણ તું•

**મલીના**—(સ્વગત) બેશક શત્રુકે શરણ હોગઈહૈ ઉસ્કા ક્યા કરનાં ? અબ મેં જાદા કહું તબ બાત બીગડ જાનેકી ધાસ્તી હૈ બાસ્તે અબતો વોબોલે ઉસ્કી હા કહેના ઉચીત હૈ ઔર સલીમકા સંગ છોડે એસા ગુપ્ત ઉપાય કરનાં (પ્રકાશ) અશ્રુમતી ઈતનેમે ક્યા રૂદન કરતી હૈ.

**( રાગ સૈયર દુખશું દાખવું )**

અશ્રુમતી મારી બેનડી, પરખી પ્રીતની રીત;
મંન જોયું તુજ પ્રેમનું, ખોટી કે ખરી પ્રીત. અ•
પ્રીત કરી ભલે ભામની, શાણો છેરે સલીમ;
ક્યાંથી મળે આવો શાયબો, થાઓ પ્રીતમાં લીન. અ૦
કરીતી વાત મેં પ્રેમની, ગાઢ ગુફાંની માંય;
સારૂં કર્યું છે તેં સુંદરી, સારી લીધી તેં છાંય. અ૦

ભુલીશમાં કદી બેનડી, વિના લગ્ન ન સંગ;
પાપછે કરવું વીધી વિના, થાએ પુન્યનો ભંગ. અ૦

**અશ્રુમતી**—પ્રીય સખી સલીમ બહુત મર્યાદ શીળ હૈ ઔર ધર્મકે એકીનદાર હૈ મેરી પાસ અહરનીશ આકે બાત ચીત કરકે અપને મુકામપે ચલે જાતે હૈ અબ લગ્નીકી તૈયારી કરને બાસ્તે મેરેકુ પુછકે કુચ્છ નિશ્ચે કર રખા હૈ.

**મલીના**—( જોઈને ) બહીન સલીમ આતે હૈ અબ મેં જાતીહું (જાય છે )

**(સલીમ પ્રવેશ કરે છે.)**

**સલીમ**—અશ્રુમતી તેરેકું દેખે બીના કુચ્છ મેરેકું સુઝ નહીં પડતી હૈ લેકીન અબ તેરેકું તબ સખીકી સંગ બાત ચીતકા મજા હોતા હોગા.

**અશ્રુમતી**—સલીમ મેંબી આપકી રટનામેં અહરનીશ રહેતી હું ઔર બિચાર કરતી હુંકી અબ જાને ન દઉ.

**સલીમ ( રાગ સોરઠ મારૂજી ચાંદની રાત. )**

પ્યારી પ્રીત વરણી ન જાય, મુજ મુખે કેમ તે ગવાય. પ્યા.
જોઈશ જ્યારે સંગ હુ તુજને, વિઘ્નતો સરવ દુર થાય. પ્યા.
લીન પ્યારમાં રહીશ સંગે, સુખ પછી ખરૂં ભોગવાય. પ્યા.
શું તુજ રામા રૂપ રંગછે, પ્રેમતો હૃદયના સમાય. પ્યા.
ગંભીર ગુણો ગાયા ન જાએ, સંભારતાં મનડું ભરાય. પ્યા.

**અશ્રુમતી—( રાગ પ્યારા તું હેગા મેરા. )**

પ્યારી દીલથી માંન પ્યારા, પ્યારી દીલથી માંન.
વસો સદા મુજ પાસ ઓ પ્યારા;

પ્રીત કરો નીશ દીન મુજ સાથે. પ્યારી.
ક્ષણુ એક દુર રહો છો પ્યારા,
મંન ઉદાસી રહે દીલ મારા;
માટે હવે હું કરૂં નહીં ન્યારા. પ્યારી.
તન મન ધન સૌ તમ પરવારૂં,
પળ એક તમને કેમ વીસારૂં. પ્યારી.

**સલીમ**—હદ આ રહી તેરે પ્યારકી ખુદા ખેર કરે. ઓર મદદ મંગતા હુંકી મેરી મુરાદ હાંસલ કરદે અબ શાદીકુ દેર લગાનાં નહીં.

**અશ્રુમતી**—મેં ના બોલતી હુ કયા ? આપકે આધીન મેં હું આપકી દાસી હોનેકુ મેં મેરે અંતઃકરણુસે ખુશી બતાતીહું પરંતુ મેરે માત પીતાકા કુચ્છ ખબર હૈ.

**સલીમ**—[ વીચારીને ] સપ્તસિંહજી ઈધરહે ઉસ્કો મે તેરીપાસ ભેજુંગા ઓર વો તેરેકુ સબ ખબર દેગા.

**અશ્રુમતી**—કયા સપ્તસિંહ કાકા ઈધરહે જબતો મેરી પાસ જરૂર ભેજનાં.



# પ્રવેશ ૪ થો.

## સ્થળ રસ્તો.

**ફરીદખાં**—અબ ઈદર સપ્તસિંહ ઓર પૃથ્વિરાજ મીલકે ઠરાવ કીયા હૈ કી અશ્રુમતી સલીમકી પાસસે યુક્તિ કરકે

છીના લેનાં મેંભી ઉસ્કી બાત ચીતમેં સામેલ હો ગયા. ઔર ઉસ્કુ હીંમત દી કી મેં એ કામમેં મદદ કરૂંગા કયુકી મેરા શિકાર સલીમકુ રહેને ન દઊં લેકીન અશ્રુમતીકી શાદી પૃથ્વિરાજકી સાથ સીતાબીસે કરનેકા ઈરાદા સખ્તસિંહજીને કીયાહૈ ઔર પૃથ્વિરાજકા બચન લીયાહૈ અશ્રુમતી કે ધરાક એક પૃથ્વિરાજભી ઔર હો ગએ લેકીનમેં સબકુ બહુત હૈરાન કરૂંગા.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થલ કટજંગલ.

**પાત્રો**—પ્રતાસિંહજી–રાણી–પાછળથી ભામશા અને શૈન્ય.

**રાણી**—[રસ્તે ચાલતાં] આહા દૈવ દો દીનસેં અનાજભી નહીં મીલાહૈ ઔર પાઉમેં કાંટે ભી બહુત લગેહૈ.

**[ રાગ કંથ બીન ચલી એકલી મેરી જાન ]**

પીયુ હવે પંથ કરયો ના જાય ચાલી સુજ્યા મારા પાય. ટેક.
**પ્રતાપ**—પ્યારી ધરોધીર હવે ના દુર વિશ્રાંતી લેશું જરૂર. ટેક.
**રાણી**—ભુખ દુખ સહન કરૂં ચાલું પંથ જરૂર,
કંઠે સોસ પડયો બહુ થોભો તમે ચતુર. પીયુ હવે.
**પ્રતાપ**—મંદીર આવ્યું માતનું લ્યો વિશ્રાંતી સાર,
સ્તુતી જગદંબા તણી કરૂં પ્યારી આવાર. પ્યારી હવે.
**રાણી**—શીત પડે છે જોસમાં સહી શકુ ન પવન,

વસ્ત્રો ફાટયાં શાયબા ધીર રહે નહી મન. પીયુ હવે.

**પ્રતાપ**—નીરખું છેલે નેહથી ચિતોડ ચિતની માય,

જાઈએ પરહરી પછી સ્વભુમીને સદાય. પીયુ હવે.

પ્યારી ઈધર ઠેરો ઔર એ સરીતામેસેં જળપાંન કરો મે એ મંદીર પાસ જાકે દેવી સ્તવન કરકે ફેર ફળ ફુલ લેઆઉં.

**પ્રતાપ**—( મંદીર પાસે જઈને )

( રાગ દીંડી. )

ઉમા સાહ્ય કરો દીન ક્ષત્રી જાણી.
દયા દીલ ધરો વદુ દીન વાણી.
જાઉ ત્યાગ કરી ભુમી આ હું મારી.
નૃપતી માંહીથી બન્યો છું હું ભીખારી.
નોતી સ્વપ્ને આશ દેશ તજવાની.
તુજ સાહ્ય યવનને કહું ભવાની.
ગુનેગાર થયો શું હું દેવી તારો.
દ્રઢ બુધી રાખી તોય હુંજ હાર્યો.

( દેવી સ્તવન કરી લીધા બાદ ચિતોડનો વિજયી કીલ્લો નજરે પડે છે તે સામું જોઈને કહે છે. )

**પ્રતાપ**—હા મેરી કુળકી કીર્તી કે કોટ ઔર મેરે પ્રતાપી વડીલોને અપને હીતસ્વી લોગુકે લોહીમેં [illegible] કરકે તેરેકું પ્રકાશીત કીએ હે સો મેં યવન રૂપી રાહુસે ઘેરાકે દેશકા પરીત્યાગ કરતાહું અબ છેલી સલામ હે.

[ રાગ બનઝારા. ]

ચિતોડ તજી જાઉં કયાંહી કર માફ ગુન્હા મુજમાંહી. ટેક.
કુળમાન ખાતર હું રખડયો અન માટે અહોનીશ ફફડયો,
દૈવે દયા ન લીધી કોઈ. કરમાફ ગુન્હા;
અરે શીશોદીઆ સહુ શુર મુજ પગલે ચાલ્યા તમે વીર,
નોતી આશ રાણો જશે હારી. કર માફ ગુન્હા.
યવન રૂપી રાહુએ ધર્યો નહીં ઉગરવા હવે આરો,
જોઉં છેલું હવે તને ધારી કર માફ ગુન્હા;

આહા પ્યારી એ ધ્વનીમેં કીસીકી સુનતાહું પાપી પીછો આતે હૈ કયા અરે અબ મેં મેવાડકા પ્રતાપ નહીં પરંતુ પ્રવાસીહું.

( **સૈન્ય લઇ ભામાસા પ્રવેશ કરે છે.** )

**સૈન્ય**—મેવાડકા જય માહારાણા પ્રતાપસિંહજીકા જય.

**પ્રતાપ**—[ જોઈને ] બેશક મંત્રવર હૈપ્યારી [ પાસે આવતાં ] અહો મંત્રીવર એ લશ્કર લેકે કહાં જાતેહો.

**ભામાશા**—[ નમન કરીને ] માહારાજ મેને સુનાકી આપ મેવાડકા પરીત્યાગ કરકે પરભુમીમેં જાનેકા ઈરાદા કીયાહૈ એસા સુનકે એ લશ્કર લેકે હજુર આયાહું બાસ્તે એ લશ્કરસેં મેવાડકા ઊદ્ધાર કરના ચાઈએ.

**પ્રતાપ**—મંત્રીવર શત્રુ બહુત સબળ હો ગએહૈ ઉસ્કુ એ લશ્કરસેં જીતનેકી આશા મેં નહીં રખતાહું બાસ્તે વો બાત છોડ દેનાં.

**ભામાશા**—માહારાજ મેં આપકું પરદેશમેં કભી નહી જાને દઉંગા મેરી પાસ આપકી કૃપાકે લીએ બહુતસા દ્રવ્યહૈ વો લેકે મરજી માફીક ઉપયોગ કરનાં ચાહીએ.

**પ્રતાપ**—મંત્રીવર કીતના દ્રવ્ય હૈ. સોમેરેકુ વાકેફગાર કરનાં ચાહીએ.

**ભામાશા**—બારા બરસ તક પચીસ હજાર આદમીકુ ખોરાક કે બાસ્તે બસ હોગા.

**પ્રતાપ**—મંત્રીવર તુમેરી સાત પેઢીકે સંપાદન કીએસે. દ્રવ્યકા મેં ઉપયોગ કરૂં સો મેરેકુ યોગ્ય નહીં લગતા હૈ. બાસ્તે તુમ પીછે ફીરો તો અચ્છાહૈ.

**ભામાશા**—માહારાજ એ દેહ કોન દુસરેકી સમજ તેહો કયા ? મેરી અરજ કબુલ હોનાં.

**પ્રતાપ**—ધન્ય હૈ તેરી રાજ્ય ભક્તિકું આહા કેસી મદદ એસા કોન હોનેવાલા હૈ.

**ભામાશા**—એ ભોજન મેં લાયાહું સો સબકુ ભોજનકા હુકમ દો ફેર મેરી માતાજી કે બાસ્તે મેં સુંદર કપડે ઓર મીયાને બેઠનેકે બાસ્તે લાયાહું સો પીછે સબ ચલેંગે.

**પ્રતાપ**—બરાબરહૈ મેં ભોજન કરતાં હું ઓર સબકુ હુકમ દેતા હું લેકીન મંત્રીવર પહીલે કઇ જગો જીતનેકા ઈરાદા કરેંગે.

**ભામાશા**—દેઈવરમેં શાહબાજખાંન છાવની ડારકે પડાહૈ ઉસ્કો મારકે પહીલા દેઈવરકા કીલ્લા હાથ કરનાં પીછો કોમળ ચેર જયપુર એક પીછે એક સબ છીના લેંગે.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ રાજમહેલ.

**પાત્રો**—અશ્રુમતી-સખ્તસિંહજી-પૃથ્વિરાજ-પાછળથી સલીમ અને ફ્રીદખાં.

**સખ્તસિંહ**—તુમ બેઠો ઈધર પૃથ્વિરાજ મેં અંદર જાકે અશ્રુમતીકુ કુચ્છ બોધ કરકે તુમેરી પાસ ભેજતાહું. (પૃથ્વિરાજને બહાર બેસારી જાય છે)

**અશ્રુમતી**—(સખ્તસિંહને આવતા દેખી ઉભા થઈ) પીતાજી નમન કરતી હું.

**સક્તસિંહ**—અશ્રુમતી અબ તેરી શાદી કરનેકા ઈશ્વર મેંને ઈરાદા રખાહૈ.

[ રાગ ગોપીચંદ. ]

સુણ પુત્રી પ્યારી પરણાવા ધરૂં તુંને પ્રીતથી. ટેક.
કેદી થઈ છો કારમી, તું પડી તુર્કને શરણ;
મોટી થઈ ના વખત ગુમાવો, અમ ઉપર તુંજ રણરે. સુણ.
વિકાનેરના કુમાર જાણો, પૃથ્વિરાજ પ્રવીણ,
સર્વ ગુણ સંપનછે સારો, જડો પ્રીત જળ મીંનરે. સુણ.
સલીમ શત્રુ હાથ પડી છો, તજો સંગ મુજબાળ;
શત્રુ મુસલમાન મલીન છે, લાગે કુળમાં ગાળરે. સુણ.
કહ્યું માંનીને મારૂં બાળા ઊર ધરોને વચન;
જો દ્રષ્ટી પૃથ્વીરાજને, બેઠા તુજ સદનરે. સુણ.

